ભડકો=બળતું

વિસ્મય=નવાઇ

ઝાળ=આચ

ઝાંખું=ફીકું; તેજ વગરનું

**સાર.**

ગગધકમાં રંગ ઉડાડવાનો ખાસ ગુણ છે.

**પાઠ પર.**

ફટકડી=એક જાતની તુરા સ્વાદની વસ્તુ

પાસ=બાજુ

હાર=કાંઠો

પહેલદાર=પહેલવાળી; પાસાવાળી

શોખ=મરજી; ઇચ્છા

કાના=કોરણો

ખરબચડી=ખાડા ખબોચીઆં વાળી

કીમતી=મૂલ્યવાન

ઝુમ્મર=કાચનું કે ધાતુનું ઝાડ.

અફાળી=પટકી; પછાડી

અકીક=રંગીન ચળકતા પત્થરની એક જાત

ઝવેરાત=હીરા માણેક વગેરે રત્ન

લોલક=લટકણુ

**પાઠ પ૩.**

કોદાળી=જમીન ખોદવાનું ઓજાર

સમી=દુરસ્ત

ભઠ્ઠી=ધાતુ પીગળવાનો ચુલો

પાનું=ફળ

એરણ=લુહાર સોની વગેરે જેનાપર મૂકી ટીપે છે તે ઓજાર

ટીપીને=ઘડીને

સીધું=પાંસરૂં

નળીઓ=ભુંગળીઓ

કઠેરા=લોખંડ કે લાકડાની પાળ

ખીંટીઓ=ખુંટીઓ

પોલાદ=ખરૂં લાઢું

ચપ્પુ=ધારદાર છરી

ઘડતર=ઘડીને બનાવેલું

રવેશ=માલનો ઝુલતો ભાગ; ગોખ

ઘા કર=ટીપ

કરવત=લાકડા વહેરવાનું હથિયાર

સ્ક્રૂ=પેચવાળો ખીલો

ટાનસ=રેતરડી

નક્કર=સંગીન

પાધરૂં=બજારોબહાર

**પાઠ પપ.**

ઇંદ્રિય=શરીરના જે ભાગ વડે કામ અથવા ભાન થાય છે તે (જેમકે, આંખ, કાન, નાક, જીભ, ચામડી, હાથ, પગ, મો, ગુદા, ઉપસ્થ)

મુખ્ય=મોટા

સોપારીનાં ઝાડ=સોપારણ

ચોંટી=વળગી; બાઝી
શોષી=ચૂસી
એકાદું=એક
ઉત્પન્ન=પેદા
અંગ=ભાગ; અવયવ
અગત્યનું=જરૂરનું.
છિદ્રો=કાણાં
ખ્યાલ=અટકળ; ધારણા
બારીક=સૂક્ષ્મ; ઝીણાં

સાર.

ઝાડના મુખ્ય છ અંગ છે. મૂળ, થડ, ડાંખળાં, ફૂલ, ફળ, બી, પહેલા ત્રણ ઝાડને જીવાડનાર અંગો છે.

પાઠ ૫૫.

ચીકણું=ચિકાશવાળું
તાડી=ખાટો નીરો; ખજુરી કે તાડનો રસ.
ડહોવી=વલોવી
સીસાપેન=પેનસીલ
ઘટ=ઘાડું
છેદ=કાણું; વેહ
ગુંદર=ઝાડનોચીકણો રસ
ઝરપેછે=ધીરે ધીરે વહેછે
આરપાર=આજુબાજુથી પેલી બાજુ
નીરો=ખજુરી વગેરેનો તરતનો ઝરેલો રસ.
થોર=થુવેરીઓ; કાંટાનું ઝાડ.
ખરસાણી=થુવેરની એક જાત
આંકડો=એક જાતનું ઝાડ (એના ફૂલ હનુમાનને ચઢે છે)
ઉપવાસ=ભૂખ્યા રહેવું તે
સાબુચોખા=વાંસીઆ ચોખા
છાલ=છોડા; ચામડી
રેસા=તંતુ; તાર
ગળણી=ગાળવાનું ઝીણાં કાણાંવાળું વાસણ
હલકા=જલદી પચે એવા

પાઠ ૫૬.

સુંવાળાં=ડુંડા કે કંઠીની બાજુએ સોયા જેવું હોય છે તે
મુલક=દેશ
ખરછટ=કઠણ ને ખરબચડું લાગે એવું
બાફે=ગરમ પાણીમાં પકવે.
હવાલો=તારની ચાળણી
ચાળણ=ચાળતા બાકી રહેલો ભાગ; થુલું.
આથો=ચઢીને ખાટું થએલું ખીરૂં
લોપરી=પરી
શુમારે=આશરે
ડુંડી=નાનું ડુંડું
ઉંબી=ઘઉંની કંઠી
પોટીસ=ગુમડાં વગેરે દરદ પકવવા માટે ઘઉં અળશી વગેરેના લોટની બાફીને લુગડી કરવામાં આવે છે તે
ખાંચ=ખોભણ
દાઉદખાની=પીળા પોચા ઘઉં
ઠુંમસો=ઠુંકો પણ ભરાઉ

વાજીઆ=ઝીણા કાળાશ પડતા
પોટા=ધોળા ડુમસા
ફાડ=ભાગ
પુષ્ટિકારક=જોર આપનાર
થુલું=ભુસું; ચાળણ
ઝાટકીએ=ઉપણીએ
રવો=ઝીણો દાણાદાર લોટ
જખમ=ઘા

**સાર.**

અનાજની પરીક્ષા તથા તેનો ઉપયોગ સમજાય છે.

**પાઠ ૫૭.**

બગીચો=બાગ
દાંડી=વચલી નસ
સાંકડું=નાનું.
ગંજીફા=રમવાનાં પાનાં
માફક=પેઠે
કમળ=તળાવમાં થતું એક જાતનું ફૂલ
જથાબંધ=સામટું
દાંતા=અણીવાળી કોર
ગુલછોર=એક જાતનું ફૂલતું ઝાડ
કળી=વગર ખીલેલું ફૂલ
ચુંટી=તોડી
થોકડો=જથો; જુડો
અળવી=અળુના પાંતરાં.
કુંવાર=કુંવારનો છોડ
અગથીઓ=અગથીઆનું ઝાડ

**પાઠ ૫૮.**

પતંગીઉં=એક જાતનો સુંદર પાંખવાળો કીડો
જીવજંતુ=નાનાં જીવડાં
પારખું=જાણું
ખુબસુરત=દેખાવડો
બીલકુલ=સમુળગી
વેતરી=વેઠ કરનારી
બદલવી=ફેરફાર કરવી
ઇયળ=પેટે ચાલનાર કીડાં
પુડા=મધમાખીનું ઘર
અવતાર=એક રૂપ બદલી બીજા રૂપમાં આવવું તે
હુમલો=હલ્લો
વંદા=વાંદા.
જઠર=ખાધેલું પચાવવાની કોથળી
માદા=પશુ પક્ષીમાં સ્ત્રી જાત હોય તે.
પાંખ=પર
અવસ્થા=દશા; હાલત
કોશેટા=લાંબી ગોળ દડી
નિરાંતવળી=નચિંત થઇ
કુટુંબ=વંશ; ઓલાદ

**પાઠ ૫૯.**

ઘોળાયા કરતો=વારંવાર આવતો.
સમડી=કાગડાના આકારનું મોટું પ્રાણી
ચીરે=ફાડે.

કરાંઠી=સુકાએલા છોડની ડાંખળી; રાડા
ગરદન=ડોક
ખાઉધરાં=ખાતાં ધરાય એવા
કોહેલું=સડેલું
નહોર=તીણા નખ
ભાગોળ=શહેર કે ગામમાં પેસવાનો દરવાજો
ભાથું=મુસાફરીનું ખાવાનું
તીર=કાંઠું
ધસારાબંધ=ઝડપથી
નજર=નીધા
સરી=લપસી
અંધારા=ચક્કર;ફેર; તંમર
ગીધ=ફાડી ખાનારૂં મોટું પક્ષી
ઢોળાવ=ઢાળ
ગળે છે=ઉતારી દે છે
કમકમાટ=ચીતળી

સાર.

ઇશ્વરે જે પ્રાણીઓ બનાવ્યાં છે તે આપણા સુખને માટેજ બનાવ્યાં છે, માટે ઇશ્વરનો પાડ માનવો.

પાઠ ૬૦

દોડાદોડ=નાસાનાસ
કુમળી=નરમાશવાળી
પીઠે=બરડે; વાંસે
ગુચ્છાવાળી=ઝુમખા જેવા વાળવાળી
છોડાં=છોતરાં
કાતરી=કાપી
કલ્લા=પુળા
ઠેકડા=કુદકા
ભપકાદાર=શોભિતો
સુંદર=ખૂબસુરત
બદન=શરીર; અંગ
રમુજ=આનંદ
વલવલાટ=ઠરીને નહિ બેસવું તે; વલોપાત
ગર=માવો; ગર
કુંપળ=ફણગો; અંકુર
રાક્ષી=બંને બાજુપર એકેકો અણીદાર દાંત હોય છે તે
રૂવાંટી=ઝીણા વાળ
ચપળ=ચાલાક
અવાજ=સાદ
ઘાતકી=ખૂની
દુશ્મન=શત્રુ
બચાવ=રક્ષણ
ચકોર=ચપળ
પોલાણ=પોકળ ભાગ
ઝુમખો=જથો
છત=છાજ
બીકણ=બીએ એવું
નજરે પડતું=દેખાતું
ખાસ કરીને=ઘણું કરીને
દૂરનું દૂર=આઘે
તેજ=ચાલાક
કૌવતવાળા=મજબુત; જોરાવર
ઉપરાઉપરી=એક પછી એક
ફાળ=કૂદકો; છલંગ
ધટ=જાડી
રતુમડા=રતાશ પડતા

રહેઠાણ=વાસ; રહેવાનું ઠેકાણું; મુકામ

સમીસાંજ=દીવાબત્તીનો વખત

### પાઠ ૬૧.

હટે=દૂર જાય; ખસે

પંજા=પાંચ આંગળાં ને હથેલી જેટલો કાંડા લગીનો ભાગ

માન=આબરૂ; મોટાઇ

પુંછડીહલાવતો=ખૂશથતો

ફરી વળ્યા=વીટળાયા

સરત=હાર જીત

ખંખેરી=ઝાટકી

લટકતી=લબડતી

લાળ=ચીકણું થુંક

ગબડી=દોડ

ભરોસાદાર=વિશ્વાસુ

મમતાળુ=માયાળુ

તાબેદાર=તાબે રહેનાર

પત કરતી=લેખતી

ભાવ=પ્યાર; હેત

### પાઠ ૬૨.

સગાં=કુટુંબી

નળો=ઘુંટણથી પાટલી સુધીનો; પગનો ભાગ

ચહેરો=ઘાટ; મોંની શિકલ

બળવાન=જોરાવર

પક્કું=પહોંચેલું; પેક

ભમે=ભટકે; રવડે

સવાલ=પ્રશ્ન

ટટાર=સીધા

અણીપડતાં=અણીવાળા

દેખાવ=શોભા; ભરાવ

બરછટ=કરકરા

બગાસું ખાય છે=આળસ દૂર કરે છે.

ડાચું=જડબું

વિકરાળ=બિહામણું; ડરામણું

છાતીવાળું=હિંમતવાન

હુમલો=ધસારો

ટુકડી=ટોળી

બદામીઉં=બદામના રંગ જેવું

જુરાશ પડતી=જુરાશપર

પાદર=ગામના ઝાંપા બહારની જગા

કિકિયારી=ચીસ

ખંધુ=લુચ્ચું

ભારો=ગુચ્છો

ખોળ=શોધ: તપાસ

દરાખ જેવાં=ગળ્યાં; મીઠાં

વાઢ=શેરડીનું ખેતર

સતાવવું=દુ:ખ દેવું; પજવવું.

### પાઠ ૬૩.

નુકસાન=બગાડ

કીકી=આંખના ડોળાની વચ્ચેનો ગોળ કાળો ભાગ

ચીરૂં=ફાડું

ધુરકવા=ડોળા કાઢવા

પડખે=બાજુએ

ખાતર=માટે; વાસ્તે

પજવો છો=હેરાન કરોછો

કોઠી=નાનો કોઠાર

સહેલાઇથી=થોડીમહેનતે

ઝાંખા=થોડા

શોભા=દેખાવ

જ્ઞાન=સમજ
ઘોર=ઘણું બિહામણું
ખબર=જાણ
મ્યાન=તરવારનું ઘર
કરકરી=ખરબચડી
છોલી=છોતરાં કાઢીને
ઉપયોગીપણું=જરૂરિ-
આત
ગુણ=પાડ
કાસળ કાઢવું=જડ મૂ-
ળથી નાશ કરવો.
મહેરબાની=દયા

પાઠ ૬૪.

વાઘણ=વાઘની માદા
ચળકે=ઝળકે
ભો=બીક
ચાખેલ=સ્વાદીઓ
દીપડો=વાઘની જાતનું
પ્રાણી
સિંહણ=સિંહની માદા
અજાયબ=નવાઇ
ધ્યાન=ચિત્ત
અગ્નિ=દેવતા
યાળ=કેશવાળી; ઘોડા કે
સિંહની ડોકપરના વાળ
ઠેલણ=હડસેલી શકાય
તેવી
હેરાન=દુઃખી
ઘુઘુવાટા=ઘુ ઘુ કરતો
અવાજ
ગર્જના=સિંહનું બરા-
ડવું તે.
ધ્રૂજતા=કાંપતાં
ભયંકર=બિહામણા
ગોસ=માંસ
ઠેકાણું=નિયમ
વસ્તી=વાસો; રહેઠાણ
ચાઠાં=ડાઘા
આંતરે=ઘેરે; કબજે કરે

પાઠ ૬૫.

ગોકળગાય=પરમેશ્વરની
ગાય
કરોડ=વાંસાની વચમાંનું
ઉભું હાડકું
ઉપરાંત=વધારે
દવાશાળા=ઇસ્પિતાલ;
દવાખાનું.
હાડપિંજર=હાડકાનું
ખોખું
દિવાલ=ભીંત; કરો
ટાંગ્યું=લટકાવ્યું
બિહામણું=ડરામણું
ગરદન=બોચી
પાંસળી=પાસા પરની
હાડકી
બેડોળ=કદરૂપું
ભરાઉ=ભરેલું
બેશક=નક્કી; ખચીત
કૌવત=જોર; બળ
અવયવો=ભાગો.
ખોપરી=મગજનો દાબડો
મગજ=ખોપરી માંહેનો
નરમ ભાગ
ફેફસાં=દમ ભરવાની
કોથળી
હૃદય=લોહીની ટાંકી
થાપો=કુલાની પાસેનો
જાંગનો ભાગ
ફુકકો=દમ ભરવાની
કોથળી
સંરક્ષણ=સારી સંભાળ

રેસા=તાર; તાંતણા
સંકડાય=સંકોચાય
ગોટલો બાઝે છે=એક ઠેકાણે એકઠો થાય છે
સ. ૧) માંસપેશી શેની બનેલી છે? ૨) હાડકાંની જરૂર શા માટે છે? સ- ૩) લોચામાં કયો ગુણ છે કે જેથી તે લાંબા ટુંકા થઇ શકે છે? સ. ૪) શરીરમાં કેટલાં હાડકાં છે?

**પાઠ ૬૬.**

ત્વચા=ચામડી
સુંવાળું=લીસું
ઉપસી=ઉંચી આવી
દરદ=દુઃખ
નિશાણી=ઓધાણી
અડકે=છેડે
ખમાતું=સહન થતું
ખોળીઉં=ઉપલું પડ,
હેઠળ=નીચે
રેખા=કાપા; લીટી
ગરમ=હુંફાળા
ગેંડા=ગેંડાનો નર
કુદરતી=માણસનું કરેલું નહિ તે; ઇશ્વરે બનાવેલું તે
ઢાંકણું=કવર; પડ
રક્ષણ=સંભાળ; બચાવ
ઢીમું=ઢીમણું
ગોડ=રસવિકારની ગાંઠ
પડ=પોપડો
ખરી પડે છે=જતી રહે છે; નીકળી જાય છે
રૂઝાતા જાય=રૂઝ આવતી જાય
લટું=જબરી
આળુ=જરા અડકયાથી પણ દુઃખાય તેવું
ભોંકે=ઘોંચે; ઘાલે
ખાલ=ચામડી; ત્વચા
ઓસીકું=નાના તકીઓ
દાખલો=ઉદાહરણ
ગલેફ=ઓસીકા કે ગોદડાને ચડાવેલું પડ.
સૂક્ષ્મદર્શક=નાની ચીજને મોટી દેખાડનાર
અસંખ્ય=અગણિત; ઘણાજ
સ. ૧) શરીરનું ઢાંકણુ કયું? સ. ૨) ચામડીનો ઉપયોગ કહો. સ. ૩) ચામડીમાં કેટલા પડ છે? સ. ૪) એ પડનો ઉપાયોગ સમજાવો. સ. ૫) કઇ જગાની ચામડી જાડી હોય છે? સ ૬) એક દાખલો આપી ચામડીની રચના સમજાવો. સ. ૭) જેના શરીર પર વાળ વધારે હોય તેની ચામડી કેવી હોય છે?

**પાઠ ૬૭.**

ટકોરો=આંગળી વાળી નખથી ઠોકવું તે
ટકે છે=નભે છે; ચાલે છે
પહેર્યા=ઘાલ્યા
બીક=ડર; ભો
કોથળી=થેલી

ઢરાયું=ઉભું રહેવાયું
ટાંગી=લટકાવી
રાંપી=ચામડું સાફ કરવાનું મોચીનું ઓજાર
કુમળું=નરમ
સુરત=તાપી નદીને ડાબે કાંઠે શહેર છે તે
તળીઉં=નીચેનો ભાગ
ખાસું=મજાનું; સારૂં
તરડે=તરડ પડે; ચીરા પડે; ફાટે.
કમાવેલું=પકવેલું
ચમારવાડો=જ્યાં ચમાર લોકો રહેતા હોય તે જગા
વાસ મારતી=ગંધાતી
જીન=ઘોડાની પીઠ પર નાખવાની ગાદી
મસક=પાણી ભરવાનો ચાગડા કોથળો

સ. ૧) ચામડામાં કયો ગુણ છે કે જેથી પાણી અંદરથી બહાર નીકળી જતું નથી? સ. ૨) જોડા પહેરવાથી શો લાભ? સ. ૩) ચામડાને કેળવવાની રીત કહો. સ. ૪) ચામડાની કઇ કઇ ચીજો થાય છે?

પાઠ ૬૮.

ઊન=ઘેટાના વાળ
વાંકડીઆ=ગુંચળીવાળા
ટકાઉ=મજબુત
સાચવી=સંભાળી
ડુઆ=ઝીણાં જીવડાં.
હૂંફ=ગરમાવો
ઢોરઢાંકર=બળદ ઘોડા વગેરે
ઓઢો=બળદને ઓઢાડવા માટે શીવેલું કપડું.
ગરમાવો=હુંફ; ગરમી
ઉતર્યા=પૂરા થયા; ગયા
ગાંસડી=પોટલી.
કાંતવું=લાંબા દોરા કાઢવા
ઊઠવેઠ=કડાકુટ; માથાકુટ
બરાઉ=પાસે પાસે
વાસ્કુટ=જેકીટ; કંમર સુધીનો વગર બાંયનો કબજો
ઝભ્ભો=પગની પાની સુધીનો ડગલો; જામો
કબજો=બાંયવગરનું બદન

સ. ૧) ઘેટાને ટાઢ કેમ વાતી નથી? સ. ૨) ભરવાડ ક્યારે ઊન કાતરી લે છે? સ. ૩) ઊનનો ઉપયોગ કહો. સ. ૪) ઊનનાં કપડાંથી ટાઢ કેમ વાતી નથી? જ. ૪) શરીરમાંથી ગરમી નીકળી જવા પમિતી નથી.

પાઠ ૬૯.

આંગણું=બારણા આગળની જગા.
તળીઉં=નીચેનો ભાગ
ભેજ=શરદી
સાગ=લાકડાની એક જાત
વાડો=ઘરની પાછળની ખુલ્લી જમીન
ક્યારો=ચોરસ ખાડો
રંગબેરંગી=જુદા જુદા

રંગના.
ચોઘડીએ=વખતે
ઉભરણી=ભોંય તળી-
આથી ઉંચાઇ
ખાસ=જાણી જોઇને
કુંભી=ઘરના ઉભા
આડા લાકડા બેસા-
ડવા માટેની બેસણી
છોલાણું=છો. દેવડાવવીતે
પરસાળ=ઘરમાં પેસતા
પહેલો ખંડ આવે
છે તે.
ઓસરી=ઓટલી.
દેરાસર=દેવને રાખવાનું
ઠેકાણું.
પૂજા=સેવા
રસોડું=રાંધણી; રાંધ-
વાનો ઓરડો.
સરડાવવું=છાપરા ઉપર
કામડા બંધાવવાં.
પાણિઆરૂં=પાણીના
બેડાં તથા ગોળી
મૂકવાની જગો;
કોઠાર=અનાજ ભરી
મૂકવા માટે લાકડાનો
કે કાદવનો બનાવેલો તે.
ધુમાડીઉં=ધુમાડો નીક-
ળવા માટે બાંધેલું તે
ઘેરાઇ=ભરાઇ
વૈદના પગલાં થતાં નથી
=રોગ આવતો નથી
જાજરૂ=સંડાસ
છીંડી=ઘરની પછાડીને
નેવાં પડવાનો ભાગ.
સીડી=નીસરણી
દિવાનખાનું=બેસવા ઊ-
ઠવાનો મુખ્ય ઓરડો
મોટાં=પ્રખ્યાત; નામીચા
ખુબીથી=સફાઇથી
વેલ=વેલા.
ખીંટી=ખુંટી
તાકા=મોટા ગોખલા
મોભ=છાપરાની વચમાં-
નું આડું લાકડું.
સાકટી=વળી.
પકવાસા=છાપરાના સા
કટા સાથે જડેલી
પાટીયાની ચીપો.
કામડું-વાંસડાની બે
ફાડમાંની એક ફાડ
છત=છાજ
નરદમ=તદન
ઝરૂખો=ગોખ; રવેસ
બેશક=નક્કી
સવડવાળું=સગવડ
ભરેલું; વગવાળું.

પાઠ ૭૦.

ઓળો=છાયો; પડછાયો
મદારી=ખેલ કરનાર
છાયાયંત્ર=ઓળાપરથી
વખત જાણવાનું યંત્ર
સાધન=સાહિત્ય
સ. ૧) અસલના વખ-
તમાં ઘડિઆળ હતા?
સ. ૨) અસલના લોકો
વખત શા ઉપરથી
જાણતા?

પાઠ ૭૧.

ઘડિઆળ=વખત જા-
ણવાનું યંત્ર
ચંદો=ઘડિઆળમાં આં-
કા માંડેલો ગોળ ભાગ

પગથીઉં=નાનીઓટલી
I=એક
II=બે
III=ત્રણ
IV=ચાર (૫-૧)
V=પાંચ
VI=છ (પાંચ+એક)
VII=(પાંચ+બે)
VIII=આઠ (પાંચ+ત્રણ)
IX=નવ. (દશ-એક)
X=દસ
XI=અગિઆર. (દશ+એક)
XII=બાર. (દશ+બે)
કુંડાળું=ગોળ ચકરડું
મિનિટ=અઢીપળ; સાઠ સેકંડ
અંતરે=છેટે.
કમાન=પોલાદની પટીનુ ગુંછળું.
સામટા=બધા
મધરાત=વચલી રાત
ઝડપ=ઉતાવળ
કુંચી=ચાવી
ઉકળતી=ઉધ્રકતી
સ. ૧) ઘડિઆળમાં કેટલા કાંટા હોય છે? સ. ૨) બને કાંટા સરખા હોય છે? સ. ૩ નાના તથા મોટા કાંટાથી શું જણાય છે? સ. ૪. ઘડિઆળ જોતાં શીખવાને માટે પહેલાં શું ઓળખવું જોઇએ? સ. ૫) ચંદાં પર કેટલે સુધી આંકડા માંડેલાં છે? સ. ૬) નાનો કાંટો આઠપર હોય ત્યારે મોટો કાંટો કયા આંકડાપર હોય છે?

## પાઠ ૭૨

પડીકું=બંદલ.
સમતોલ=સરખું વજન
તોળ્યું=જોખ્યું
દાંડી=ત્રાંજવા બાંધે છે તે લાકડી
ચીચવો=એક ઉભા લાકડાપર બીજા આડા લાકડાની વચમાં 'સાલ ઘાલી બે છેડે બેવાની રમત
મધ્ય=વચલા
સેજસાજ=જરા
ત્રાજવું=તોળવાનું સાધન
પલ્લું=છાબડું
છેતર્યો=ઠગ્યો
પાધરો=સીધો
તોલ=વજન
સમાન=સરખી
યુકિત=તદબીર
ખાધ=નુકસાન
સ. ૧) આપણને માલ ઓછો ન મળે તે માટે ત્રાજવાની બાબતમાં શી તપાસ કરવી!

---

ત્રીજી ચોપડીનો "ડીકટેશન શિક્ષક" ભાગ ૩ આઠ આના.

## કવિતાની સમજુતી પાઠ ૭

આપણી આજુબાજુએ ગગનમાં અને મનમાં પરમેશ્વરનું તેજ છે. શ્વાસ અને શ્વાસની પાસે પણ પરમેશ્વરનું રહેઠાણ છે. (૧) ભોંયમાં બેસીને ભોંયરામાં કાંઇ વાત કરીએ અથવા મનમાં નઠારા (કોઇનું ભુડું કરવાના) વિચાર કરીએ તો તે પરમેશ્વર જાણે છે. (૨) રજકણ મૂકવાને માટે પરમેશ્વર વગરની કોઇપણ જગા શોધીએ પણ પરમેશ્વર વગરની કોઇપણ જગા ખાલી મળે નહિ. મતલબ કે બધેજ પરમેશ્વર છે. (૩)

## પાઠ ૮. પરમેશ્વરની પ્રાર્થના

અરે ! દેવના પણ દેવ ! હે જગતના ધણી (પરમેશ્વર) હું તમને પગે લાગીને પ્રાર્થના કરૂં છું કે હે દયાળુ તમે મને દુ:ખથી બચાવો હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. (૧) હે પરમેશ્વર તમે મારાં માબાપ છો. અને તમે હંમેશાં બધાનું પોષણ કરનારા છો; તમે મારાપર કરોડો ઉપકાર કર્યા છે. હે ગરી-બોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. (૨) હું ગરીબમાં ગરીબ અને સમજણ વગરનો જીવ છું, મારી કાંઇ પણ વાત તમારાથી અજાણી નથી; (મતલબ કે બધી તું જાણે છેજ હે દયાળુ મારો ગુનો માફ કરો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. ( ૩ ) અમે નાનાં છોકરાઓ હાથ જોડીને ( કરગરીને ) કહીએ છીએ કે હે પ્રભુ અમારી બુદ્ધિ ઘણીજ ઓછી છે, માટે મહેરબાની કરીને અમારી માગણી મનમાં લાવો; હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તમારોજ આ-

શરો છે. (૪) અમે ને અમારાં જે સગાંવહાલાં છે તે બધાં શરીરે સુખી (તંદુરસ્ત) અને જબરાં રહીએ; તમે અમને હંમેશાં સદ્દબુદ્ધિ આપજો. હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને એક ફક્ત તારોજ આશરો છે. (૫) મેં તમારી જરાપણ • સ્તુતિ કરી નથી, તેમજ આપના ગુણ ગાવાની (ભજન કરવાની) શકિત મારામાં નથી, તોપણ દયા લાવીને (મહેરબાની કરીને) સેવકના દુઃખ મટાડો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. (૬)

## પાઠ ૧૬. સત્ય.

અરે મારે સત્યનું ધ્યાન ધરવું, અને નક્કી સાચું બોલવું, કદાપિ ખોટું કામ કરવું નહિ, અને દુનિયામાં આબરૂથી પંકાએલા રહેવું. (૧) સત્યના બીજથી સત્યનું મોટું ઝાડ થશે; અને તેના લાભકારી સારાં ફળ મળશે. સત્યરૂપી ઝાડની નીચે માણસો આસરો લેશે, તેથી તેમનાં દુઃખો જતાં રહેશે, અને બધાં સુખ મળશે. (૨) દુનિયાનાં બધાં કામ સત્યમાં (સત્યને આધારે) રહેલાં છે, માટે અસત્ય કામ કરવાથી માણસ દુઃખમાં આવી પડશે. જેમ સત્ય રૂપી સુરજનું તેજ ઘણું પ્રકાશશે, તેમ કપટ અને નઠારી બુદ્ધિ (સત્યની) બીકથી નાશ પામશે. (જતી રહેશે.) (૩) કદાચ કોઇ કારણથી સત્ય ઢંકાઇ જશે, (જાહેરમાં આવશે નહિ) તોપણ આખરે સત્યનોજ પ્રકાશ થશે, મતલબ કે સત્ય ઉઘાડું પડશે. જેમ સુરજ કદી વાદળાંથી ઢંકાઇ જાય છે, તોપણ તે પાછો ફરીથી ખુલ્લો થઇ પ્રકાશે છે તેમ. (૪) સાચાને નુકસાન નથી, (સાચું બોલવાથી નુકસાન થતું નથી) તેમ તેનો કદાપિ નાશ પણ થતો નથી, માટે હંમેશાં સાચું બોલીનેજ દુનિયામાં જીત મેળવવી, સત્ય ઘણાં દુઃખ નક્કી ટાળે

છે, સત્યના જેવું જોર બીજું નક્કી નથી. (૫) સત્યમાં હંમેશ ખરૂં સુખ રહેલું છે, એટલુંજ નહિ પણ સત્યથી પરમેશ્વર ઘણા ખુશ થશે. વળી સત્ય વગર બીજો કોઇ ધર્મ નથી, માટે સત્યથી સ્વર્ગ જીતો અને હંમેશાં ખુશ રહો. (૬)

## પાઠ ૨૪. પશુઓનાં ટોળામાં તકરાર.

ચોપગાં જનાવરોમાં એક વાંધો પડયો; તેથી તેઓએ પોતે સામસામા સવાલ જવાબ કરવા માટે કચેરી ભરી (ભેગાં થયાં) અને ત્યાં બધાં નર અને માદા બેઠાં. એટલે ગાય—હું ગાય ગરીબડી પડી એટલે મારા ગુણોની ( ઉપયોગીપણાની ) કદર કોણ કરશે ? મતલબ કે કોઇ નહિ. મારાં વાછરડાં બિચારાં દૂધ વગર ટળવળે છે અને દૂધ તો બીજાં ખાય છે; તોપણ મારા પર થતા જુલમનો પાર કયાં છે ? (ટેક) (૧) કુતરો—હું વિશ્વાસુ પ્રાણી છું. ધણીનું અન્ન ખાઇને મનમાં ટેક રાખીને તેના ખાધેલા લૂણનો બદલો વાળી આપું છુ અને વળી રાત દિવસ સેવા પણ કરૂં છું; (ટેક) ( ૨ ) ગધેડા— બેવકુફ ( અક્કલ વગરના ) માણસ મને હસે છે, પણ સમજતા નથી કે ભાર કોણ ઉપાડે છે ? ભારે વજન લાધે, ( પીઠપર ભરે ) તોપણ વગર તકરારે હું ચાલું છું; પણ કહો કે માણસો મારો ગુણ કયાં જાણે છે ? (ટેક) (૩) ઘોડા —હું શરીરે દુઃખ વેઠીને ચાકરી કરૂં છું, અને કદાપિ ચાર ( ખાવાનું ) પણ ન ખાઉં, ધણીને પીઠપર બેસાડીને મુસાફરી કરૂં છુ, તોપણ કહો કે કોણ મારી કાળજી રાખે છે ? (ટેક) (૪) ઊંટ— મુસાફરીમાં રસ્તો કાપવાને હું ઘણી લાંબી મુસાફરી કરૂં છું. તોપણ કોઇ ઘાતકી મુસાફર પાણીને માટે મને મારી

નાખે છે (રણમાં પાણી નહિ મળવાથી મુસાફર પોતાનો જીવ બચાવવાને ઊંટને મારે છે કેમકે તેની પીઠપરના ઢેકામાં પાણી ભરાઈ રહેલું હોય છે.) છતાં પર મરતાં મરતાં હું પરોપકાર કરૂં છું. (ટેક) (૫) હાથી—રાજાની અંબાડીનો આધાર મારાપર છે. (મતલબ કે મારા વડે અંબાડી શોભે છે.) મારાં પગલાંથી સ્વારી સારી દેખાય છે, અને વળી દરબાર પણ શોભે છે. તેથી હું પશુઓમાં મોટો સરદાર છું. (મતલબ કે પશુઓમાં હુંજ મોટો છું) (ટેક) (૬) બકરો—હું જરા પણ દુઃખ આપતો નથી. તોપણ માણસ મારૂં માંસ ખાવાને માટે તલપી રહે છે; તેથી હું ચંડાળના હાથે કપાઇ મરૂં છું. કહો મને બીન ગુનેહગારને ઇન્સાફ ક્યાં મળે છે? (મતલબ કે મળતો નથી.) (ટેક) (૭) બળદ—મારા જોરથી ખેડુત હળ–જમીન ખેડે છે મારા પર આખી દુનિયાનો આધાર છે; હુંજ સ્વારી કે વેપારનો રોજનો ભાર ઉપાડું છું તોપણ મને જરા પણ આરામ મળતો નથી. (ટેક) (૮.)

ગધેડો, બકરો, બળદ, હાથી, ઘોડો, ને ગાય એ બિચારાં પ્રાણી બીજાના ભરોસા પર અફળાય છે. વિશ્વમાં નઠારાં કામને માટે જો કે સરકાર સજા કરે છે; તો પછી પશુ પક્ષીને દુઃખ દેતાં પરમેશ્વર ગુસ્સે થાય નહિ? મતલબ કે થાયજ.

પાઠ ૨૭. જુઓ કે જંતુની જાતમાં કીડી પણ અનાજ એકઠું કરે છે. અને બધી સાથે મળીને હંમેશાં હળીમળીને દરમાં રહે છે.

## પાઠ ૩૧. પક્ષીઓની ખુશાલી.

ઝાડ ને છોડવાની ડાળીઓ હાલે છે, અને પવન પાંદડાં હલાવે છે. શોભાયમાન પક્ષીઓ મધુર ગાયન ગાતા ઊડે છે. (મતલબ

કે કલ્લોલ કરે છે) પક્ષીઓ મધુર ગાયન ગાતાં પરમેશ્વરનું ધ્યાન ધરતાં, જંગલમાં ચૈનબાજી કરતાં અને હંમેશાં ખુશીમાં ફરતાં ટોળામાં હળીમળીને રહેતાં (એક બીજાને) મનની વાતો કહે છે. સુઘરીઆ પક્ષી હંમેશાં ઝાડ છોડવાની ડાળીપર ડોલે છે. (૧) કોઇ જંગલનાં ફળ ખાય છે. કોઇ દાણા ખાતા જાય. કોઇ ફૂલમાંનો રસ ચૂસે છે અને કોઇ લીલોતરી ખાય છે. કોઇ લીલોતરી ખાય અને પાણી એવારે દોડી જાય, બધાં પક્ષીઓ સાથે નહાય અને પછી પોતાને રસ્તે પાછાં ફરે, સાંજે માળામાં બચ્ચાંને સુખે બેઠેલાં જોઇ સૂએ છે, સવાર થતાં પહેલાં ઊઠીને દોડે છે અને કોઇ જંગલમાં ફળ ખાય છે. (૨) સારી રીતે ઝૂલતાં ફળ અને જુદી જુદી જાતનો મેવો પરમેશ્વરે આપ્યો છે તે બધાં પંખીઓ હેતથી ખાય છે, વળી પરમેશ્વરે ખેતરમાં પુરેપુરો પાક આપ્યો છે. તે મીઠો માલ મંડયા રહીને ખાય તોપણ ખૂટે નહિ એટલો છે, તે ખાઇને હંમેશાં સંતોષ રાખીને હરરોજ ચોકખું પાણી પીએ છે. અને પોતાને ઠેકાણે આવીને નિરાંતે બેસે છે. ફળો સારી રીતે હાલે છે. (૩)

## ઉદ્યમ વિષે.

મહેનતથી માણસ એકલો હોય તોપણ હજારો માણસોને પાછળ પાડે છે, મતલબ કે પોતે આગળ પડે છે. મહેનતથી મરજી મુજબ પૈસો અને અનાજ મેળવી શકાય છે; મહેનતથી રાજાની પદવી લેવી હોય તો તે કાંઇ આઘે નથી મતલબ કે તે પણ મેળવાય છે; મહેનતથી દેવ અને રાક્ષસ તાબે કરી શકાય છે, મહેનતથી આપદાઓ તુરત જતી રહે છે. મહેનતુ માણસો ધૂળમાંથી પણ સોનું શોધી કાઢે છે; અરે બાળકો ! તમે મહેનતને ઇચ્છેલું ફળ આપનાર ગાય બરાબર જાણો. મહેનતથી ધાર્યા મુજબ ઘણો લાભ મેળવાય છે.

સાર—આળસ છોડી મહેનત કરવી,

## પાઠ ૩૬. ગ્રીષ્મ ઋતુનો તમાસો.

પરમેશ્વરની મોટાઇ અમે ગ્રીષ્મઋતુમાં જોઇ લીધી. ઝાડની ઠંડી છાયામાં ફૂલ, ફળને ખુશીથી હાલતાં જોયાં. (૧) કોયલ મીઠા સ્વરથી બોલતી હતી, તેથી આ આંબાનું ઝાડ સારૂં દેખાય છે. જેમ જમીન ( સુરજની ગરમીથી ) ગરમ થતી જાય છે તેમ મોગરો (પોતાની) સારી વાસ ફેલાવે છે. (૨) આંબો—જંગલમાં અને ઝાડોમાં રમતી અને ખુશ થતી વસંત ઋતુ મને (આંબાને) મોર આપીને રખડતી રખડતી ગઇ, પછી ગરમીની ઋતુ થઇ એટલે આંબાપર બહુ સારી કેરી આવી, તેને સારી લીલીછમ જોઇને માણસો ( તે લેવાને ) લોભાય છે. (૧) એ ઋતુમાં ઘણો તાપ પડે છે, તેથી કેરીઓ ઝાડપર પાકીને ખરી પડે તે પછી રસદાર થઇને સારો કેસરીઆ રંગ ધરે છે. તે (કેરી) રસથી દુનિયાના લોકોનું મન પોતાની તરફ ખેંચતી, તેથી કેરીની મજા મનમાં રહેતી. (૨) કોયલ—જુઓ આ ગરમીની ઋતુમાં ઘામ ઘણો થાય છે. તેથી પક્ષી ઊડીને જંગલે જંગલ ફરે છે. હું (કોયલ) ટહુકાથી માણસનું મન મારા તરફ ખેંચું છું. મારૂં રહેઠાણ આંબાના ઝાડપર છે. (૧) હું મારા કાળા રંગના શરીરથી ઓળખાઉં છું, અને મારા મધુરા સાદ વડે વખણાઉં છું. (હું માણસોને) ગાયનના સૂર સમજાવું છું અને મનને મોહ પમાડે એવો બાગ ઘણો ગજાવી મૂકું છું. (૨) મોગરો—જુઓ આ બાગ સફેદ મોગરાના ફૂલથી રૂપેરી હોય એવો શોભે છે. વેલાઓમાં ખીલેલી કળીઓ છે તેથી શરીરમાં સારી વાસ ભરાય છે. હું ઘણી પાંખડીઓ ફેલાવી ઝારીના જેવો બન્યો છું. બધા લોકોએ મને ગ્રીષ્મનો ખીલેલો બાળક ગણ્યો છે.

## ઈંદ્રવજ્રા.

આંબો, કોયલ અને મોગરો એક હારમાં સાથે ગાય છે.

આંબો—કેરી રસદાર હોય તેજ સારી.

કોયલ—હું ઝીણા સ્વરને લીધે ઘણી વખણાઉં છું.

મોગરો—બટ મોગરાની મીઠી સુગંધ છે.

બધા કહે છે અમે સારી અને શોભિતી ગ્રીષ્મ ઋતુ જાણી.

**પાઠ ૪૦ મો.** સ્વચ્છ પાણીથી ભરેલી સારી નદી જુઓ, તેને કાંઠે નાનાં મોટાં ઝાડો ઊગેલાં છે. એમાં જુદાં જુદાં રંગનાં માછલાં મજા કરતાં અને કિનારાપર લીલુંછમ જેવું ઘાસ પશુઓ ચરતા જણાય છે. બધા શહેરનો દેખાવ નક્કી નદીથીજ સમજાવો. નદીથી નાહવાનું, ધોવાનું, પાણી પીવાનું મોટું સુખ સમજવું.



## ભૂગોળના સવાલ.

[illegible] ૩૮ [illegible]) પ્રહલાદ શું ધંધો કરતો હતો? વલસાડથી [illegible] કેટલા [illegible]? વલસાડથી પારડી જતાં રસ્તે કઇ નદી [illegible] પારનેરના ડુંગરાના શિખરપર ચઢીને તેમણે શું જોયું? પારડી આવી તેઓએ શું કર્યું?

પાઠ ૩૯ સવાલ). ગુજરાતમાં મોટો પર્વત કયો છે? આબુથી બીજા નાના પહાડ કયા કયા છે? ટેકરો, ડુંગરી, ડુંગર, પર્વત, તળેટી, અને ખીણ એટલે શું તે સમજાવો. નવી જમીન શી રીતે બને છે? કયા પર્વતપર [illegible], કિલ્લા, દહેરાં વગેરે બાંધી શકાય?

મેદાન એટલે શું તે સમજાવો. બસુંદ્રા, દેવકી ઉનાઈ, તુળશીશ્યામ એનાં કુંડમાં ઉના પાણી શાથી હશે? પર્વતો ને મેદાનો કેમ થયાં તે સમજાવો. મેદાન અને ડુંગરનો ઉપયોગ કહો.

પાઠ ૪૦ સવાલ) વરસાદનાં પાણીનાં ટીપાં શું શું કામ કરે છે? નદીનો ઉપયોગ કહો. નદીના મુખ આગળની અને મૂળ આગળની જગામાં શો ફેર હોય છે? સરોવર શી રીતે બનતા હશે? સરોવરનાં પાણી કેવાં હોય છે? કયા સરોવરનું પાણી ખારૂં હોય છે? ગુજરાતમાં મીઠા પાણીનું સરોવર કયું છે? અને ખારા પાણીનું કયું છે? તળાવનું પાણી કેવું હોય છે?

પાઠ ૪૧ સવાલ) સમુદ્રનું પાણી ખારૂં શા માટે હોય છે? સમુદ્ર કેટલો ઉંડો હોય છે? નદીનું પાણી શા માટે મીઠું હોય છે? સમુદ્રમાં મોજાં શાથી થાય છે? સમુદ્રનું પાણી રાતું; ભુરૂં ને પીળું દેખાવનું કારણ શું? દરીઆમા રેતી કયાંથી આવતી હશે? દરીઆમાં શું શું પાકે છે?

પાઠ ૪૨ સવાલ) હજીરો કયાં છે ને તે શાને માટે પ્રખ્યાત છે? દરીઆ વિશે થોડીક વાત કહો. ભૂશિર, અખાત અને ઉપસાગર એટલે શું તે સમજાવો. બેટ શી રીતે બનતા હશે? દ્વીપ કુલ્પ એટલે શું? કચ્છ ક્રિયા સમુદ્ર કિનારે હમેંશાં થયા કરે છે? સામુદ્રધુની અને ખાડી એટલે શું તે સમજાવો.

પાઠ ૪૩ સવાલ) ગાડાં ને હળમાં શેનું લાકડું વાપરે છે અને તે લાકડું વાપરવાનું કારણ શું? લુહારને ત્યાં શું જોયું?

કુંભારને ત્યાં તેઓએ શું જોયું? ઢેડવાડામાં ઢેડા શું કરતા હતા? શણનું શું બને છે? ગામડામાં વસવાયાં લોકો કયા કયા ધંધા કરે છે?

પાઠ ૪૪ સવાલ) ગામ અને શહેરનો તફાવત સમજાવો. અમદાવાદ કયાં છે? શું છે? ને શાને માટે પ્રખ્યાત છે?

પાઠ ૪૫ સવાલ) કુબેરદાસ કયાં જતા હતા? તેમની સાથે કોણ ગયું? મુખીએ કોને સલામ કરી? મામલતદારે શી શી વાત પૂછી? કુબરદાસે શું જવાબ આપ્યા? ફોજદાર, ઓવરસીઅર અને તિજોરરનાં કામ કહો, વેચાણ, ગીરોખત કયું ખાતું નોંધે છે? કુબેરદાસ દવાખાનામાં શું કરવા ગયા હતા અને ત્યાં કોની સાથે વાતચીત થઇ?

પાઠ ૪૬ સવાલ) તાલુકો, જિલ્લો અને પ્રાંતની વ્યાખ્યા બોલો. એ દરેકના ઉપરીને શું કહે છે? જમીનની વસુલાત માફ કરાવવી અથવા મુલતવી રખાવવી એ કોણ કરી શકે? પ્રાંતના મુખ્ય ખાતાનાં નામ દો. અને તે ખાતાઓનાં મુખ્ય અમલદારને શું કહે છે? તાલુકાનાં લેણદેણ સંબંધી દાવા કોણ ચુકવે છે? તાલુકામાં પોલીસ ખાતાનો મુખ્ય અમલદાર કોણ? જિલ્લાના દવાખાનાના ઉપરી દાકતરને શું કહે છે?

પાઠ ૪૭ સવાલ) કલેકટરને મુખીએ શી બાબતની અરજ આપી? પોલીસના ઉપરી સાહેબને શું કહે છે? જિલ્લા જડજને શું કામ હોય છે?

**પદાર્થપાઠ ભાગ ૧ લો. પહેલા ધોરણ માટે ત્રણ આના.**

**પદાર્થપાઠ ભાગ ૨ જો. બીજા ધોરણ માટે પાંચ આના.**

**"કિંડરગાર્ટન શિક્ષક" ભા. ૩ ત્રીજી માટે અઢી આના.**

# પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષરો.

| | | | | |
|---|---|---|---|---|
| વાર્તા | સામાન્ય | મૂળાક્ષરો | જોડાક્ષરો | પદાર્થપાઠો |
| પ્રાણીઓ | ચિત્રો | હોશિયારી | ભૂગોળ | માહીતી |
| પુસ્તકો | પોપટીઉં | વર્ણન | લિપિ | બ્રાહ્મણી |
| બાળબોધ | પંડિતો | અજણુ | વરડુ | અનુસ્વાર |
| વિસર્ગ | ફક્કડ | નર્યા | શ્રદ્ધા | ઉદ્યોગી |
| અજુઆળુ | ઉંમર | વિદ્યાભ્યાસ | ધ્યાન | ટટ્ટુ |
| મૂર્ખ | હડહડતો | કળિયુગ | ઉતર્યો | બુદ્ધિ |
| હિંડાડે | ખર્ચુંપાન | શ્રાવક | જાત્રા | કૂદી |
| ડૂબી | અક્કલ | ધાણીખણિઆણી | ભક્તિ | કૃપા |
| નરસિંહ | ચૌદશ | શિક્ષક | અંતઃકરણ | ફેંટો |
| સોંપ્યો | શુદ્ધિ | આશ્ચર્ય | લગ્ન | કુટુંબ |
| ખૂંચેલો | ઇન્સાફ | વિજયનગર | ઘડાવ્યાં | કીમતી |
| સત્તર | મિલ્કત | વહેંચણ | દિવાન | ઉસેંચો |
| સુશોભિત | સિપાઈઓ | પૈપૈસો | અટકાવ્યો | વિશ્રમતિ |
| હોડાહોડ | છુટયું | પ્રમાણિક | કિંમત | પોલીસ |
| જગકર્તા | ભૂખ્યો | સ્તુતિ | પ્રાર્થના | નિવારો |
| વૃદ્ધ | આગ્રહ | મુશ્કેલી | વિધવા | જાણ્યો |
| તુરંગ | વાણીઆ | વિકટ | તૂટી | દ્રવ્ય |
| લૂટી | મિઠાઈ | તાલેવંત | લૂટ | ભુંડું |
| મડદાં | યુધિષ્ઠિર | અર્જુન | ક્રોધ | કર્તાલુક |

દુર્યોધન સ્ત્રી દ્રૌપદી ઝુંપડી દુઃખ
નવાણું કૌરવ ચિત્રગુપ્ત ગંધર્વ ગુસ્સો
ન્યાયધીશ પ્રીતિ ચર્ચા સાક્ષી શક્તિ
વિચાર્યું ગળેપડુ ગૃહસ્થ નિસાસો લંગડો
હંમેશાં કદાપિ શિઆળ વિલાસપુર મહોત્સવો
પિત્તળ મશ્કરી શિરોઈ સ્વાદે મઝા
સિવાય દુષ્ટ ક્લેશ નિશ્ચય વૃક્ષ
આશ્રય પ્રગટે ઉજાસ સ્વર્ગ રિવાજ
વર્તમાનપત્ર લક્ષ્મી ઉત્તર પત્થર પૂજે
વિદ્યાર્થી સ્વચ્છ તમાશો ચોંટાડવા ઇંદ્રિય
ઢાંકણુ કંટાળો છિદ્રો નુકસાન ભિનાશ
ચોંટયો નાહ્યા લૂછી પાડોશણ વિદ્વાન
અઘાટ ફેંસલો નિર્ણય દિલ્હી વિદ્યા
આસરો વિષયો ખુદાવંદ મચ્છર નમ્ર
ફાટયો માતેલો યુક્તિ ગર્વ વોશિંગ્ટન
જ્યોર્જ વિષ્ણુપ્રસાદ પુસ્તકાલય વૃત્તાંત ધમાકાવ્યા
હિંમત લક્ષણ ઈર્ષાખોર બંદગી અલ્લાહ
અંદેશો સાહડી બ્રાહ્મણ પિડાય ધિક્કાર
પુરુષો ઝવેરાત તલ્લીન ગુરુ ગંદકી
મુકુંદ પશ્ચિમ ભિખારી નૌતમલાલ ચિંતા
મંદવાડ ઢોલ દિવાલ સ્થિતિ શિક્ષણ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખૂણા | ફિલ્લો | ઠપકો | બિછાનું | ચક્કર | રમણીય |
| દેશનિકાલ | બાંધણી | ભાંગ્યું | દુર્ગંધ | સ્થિર | આકૃતિ |
| વિવાહ | પુષ્કળ | ઢોળાયું | કૈકેયી | ચમત્કાર | દેવસ્થાન |
| માર્ગ | સંગ્રહ | મુકાય | મંથરા | ગ્રીષ્મ | પર્વત |
| શ્રેષ્ઠ | જંતુ | મુકાવ્યો | શત્રુઘ્ન | ઋતુ | કાઠિઆવાડ |
| નિર્દોષ | કઠિઆરા | દોષ | અયોધ્યા | શ્યામ | શેત્રુંજા |
| ધડાકો | નિસાસો | મળસ્કે | કૌશલ્યા | મહિમા | પાલિતાણા |
| ફૂટી | ધર્માદા | નિર્મળ | સુમિત્રા | સુગંધ | લસુંદ્રા |
| ફૂટયો | હુસ્મો | સંતોષ | લક્ષ્મણ | ચિત્ત | ભિંજાય |
| સંતાડવા | આશીર્વાદ | વિપત્ત | સંદેહ | સૂર | જન્મ |
| સદ્ગુણી | ચોકખું | ધૂળ | ચૌદ | પ્રફુલ્લ | ગમ્મત |
| પ્રદર્શન | શેખચલ્લી | તરુવર | મુન્સફ | પ્રહ્લાદ | રફૂ |
| સીવણકામ | તર્કપ્રસાદ | વડોદરા | ચોર્યાસી | કસ્બો | ખોટી |
| ગૂંથે | સજ્જડ | જિલ્લો | વંશપરંપરા | પાંદડાં | ઉત્પન્ન |
| ગૂંથેલી | ઢેડવાડો | ધિક્કાર | કમિશનર | પુંકણી | મુળીઆં |
| નિચાણ | ગોદડાં | વક્તા | મુકુંદ | અંગ્રેજી | અગત્ય |
| સમુદ્ર | દોરડાં | ડેપ્યુટી | ગોવિંદ | હાલ | ખ્યાલ |
| સરિતા | છુટ્ટી. | સંમતિ | સરણાઇ | કંટાળતો | પિળાશ |
| વિચિત્ર | ઓફિસ | સાઠ | શાંતિલાલ | બેસ્વાદ | ડહોળી |
| મોહંમદ | મીણબત્તી | પરીક્ષા | ફૂંક | નિરોગી | નિતારી |
| અથડાય | બૂટ | શ્રેષ્ઠ | હથિયાર | ધરાસણા | ગળણી |

| | | | | |
|---|---|---|---|---|
| કિનારો | ઓવરસીયર | નિરાશ | વિસ્મય | પુષ્ટિકારક |
| દીપકલ્પ | ખૂટતા | ખૂન | ગંધક | શુમારે |
| ટંડેલ | સખ્તી | મઝાની | ચિનાઈ | ઘુંટી |
| નિશાન | ભૂશિર | મુદત | ક્રિયા | સામુદ્રધુની |
| ભઠ્ઠી | પેડું | દુરસ્ત | તિજોરર | દાકતર |
| કલેક્ટર | ઇન્સ્પેકટર | એકાર | પ્યાલું | લિલાશ |
| ઝુંમર | ધાન્ય | હાંસોટી | હાઉદખાની | અડદ |
| વટાણા | થુલું | ચાળણી | ચાળણુ | ફોલ્લા |
| પોટીસ | ડુમસો | દોડયા | ચૂંટી | દાંડી |
| શોષી | ચિરાએલું | પ્રકાશ | જીવજંતુ | અવસ્થા |
| સૂંઢ | વેતરી | ઇયળ | કીડિઆશ | પોષણ |
| કોશેટો | નિરાંત | ઢોળાયા | ઊડતું | ઘસારાબંધ |
| ખાઉધરાં | કમકમાટ | વલવલાટ | ગુચ્છો | બિલાડી |
| ઢેકડા | ઓચિંતી | દુશ્મનો | ઝુમખો | રતુમડો |
| તૂલ | રાક્ષી | ગબડી | સરત | રહેઠાણ |
| તૈયાર | શ્રીધર | ટુકડી | કાબરચીબરૂં | કીડિઆરી |
| લોંકડી | ખંધાઇ | વાઢ | ઘૂરકવા | મૂછ |
| ઘંટડી | મ્યાન | અગ્નિ | ધ્રૂજતા | સિંહણ |
| ચોંટયું | ઠેલણુ | ઘુઘવાટા | ગર્જના | હાડપિંજર |
| ટાંગ્યું | કાંડું | હૃદય | પુક્કો | સંરક્ષણ |
| માંસપેશી | સૂક્ષ્મદર્શક | રક્ષણ | ઓસીકું | ખોળીઉં |

| | | | | |
|---|---|---|---|---|
| વૂટણું | કુક્કર | મરાઠ | વારફુટ | ઝુમ્બા |
| ઢોરઢાંકર | ઓરાઢીએ | ઊઠવેઠ | ટકાઉ | ફૂંક |
| ઢુઆ | પરસાળ | પાણિઆરૂં | ધુમાડીઉં | બડિઆળ |
| મિનિટ | સાઠ | અઠ્ઠાવીસ | એહસાન | વિનંતી |

ટીપ— શબ્દો આડી લીટીમાં જોઠવ્યા છે.

## કડાંની ડ્રિલ

કડાં લોઢાના સળીઆનાં બનાવેલાં હોય છે, અને તેનો વ્યાસ એક બિલ્લસ જેટલો હોય છે; તેની જાડાઇનો પરિઘ બે ઇંચનો હોય છે. તે રાતા, પીળા, વાદળી વગેરે તરેહ તરેહના પાકા રંગથી રંગેલા હોય છે-

સુચના—૧) કડાંની દરેક રમત અગિઆર સુધી કરાવી બારે કડાં હાથ સાથે લટકતા રખાવવા-૨) છેલ્લી રમતે બારે કડાં જમીન પર મુકાવી દેવડાવવાં. મુકતાં અવાજ ન થાય તે બાબત સુચના આપવી- ૩) કડાં મુઠીમાં જોરથી દાબીને પકડવાં, અંગુઠો ટીકણીમાં કડાં ઉપર રાખવો જેથી કડાં હાલશે નહિ અને પકડવા- સુગમ પડશે.

રમત ૧—તયાર-કડાં લેવા તતપર થવું.

ચાલો—બે કડાં બે હાથમાં લઇ હાથ પગની સાથે અડાડેલા રાખવાં,
૧)બેઉ હાથ ઉંચા. ૨) બેઉ હાથ નીચા.

રમત ૨—૧) બેઉ હાથ સામા લાંબા, ખભાની સીધી લી ટીમાં. (મુઠીઓ સામ સામી) ૨) બેઉ હાથ પીઠ ગુમ પાછળ ખેંચી કડાં છાતી આગળ રાખવા.

રમત ૩—બેઉ કડાં એકઠાં કરી વચ્ચેથી બેઉ હાથે સામ સામા પકડવા. ૧) ઘુંટણમાંથી પગ વાળી પગના આંગળાપર વજન રાખી બેસવું એડી ઉંચી રાખવી (હાથ બે પગ વચ્ચે સીધા રાખવા) ૨)ઉભા થવું ને કડા માથા ઉપર ધરી રાખવા. (ઉભા થતી વખતે એડી જમીનપર ઠોકવી જોઇએ.)

રમત ૪—કડાં છુટા કરી એકેક હાથમાં પકડવા. ૧) જમણો હાથ જમણી તરફ ખભાની સીધી લીટીમાં લંબાવવો. ( ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ) ૨ ) એકથી ઉલટું.

રમત ૫—૧) જમણો હાથ સામો લાંબો કરવો. ( ડાબો ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ) ૨ ) એકથી ઉલટું.

રમત ૬—૧ જમણો હાથ ઉંચો ( ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ) ૨ ) એકથી ઉલટું.

રતમ ૭—૧) બેઉ હાથ ઉંચા ( મુઠ્ઠીઓ સામસામે )૨) બેઉ કડાં પગના આંગળાં આગળ (પગ ઘુંટણમાંથી સીધા રાખવા.)

રમત ૮—બેઉ હાથ ઉંચા ( મુઠ્ઠીઓ સામસામે ) ૧) જ-મણો હાથ મોં સામેથી ઉપલી તરફથી લઇ ફેરવીને ઉંચો રાખવો, (ડાબો હાથ લટકતોજ રાખવો ) ૨) એકથી ઉલટું.

રમત ૯—૧) બેઉ હાથ સામા લાંબા ( મુઠ્ઠીઓ સામ-સામે ) ૨ ) બેઉ હાથ પાછળ લાંબા.

રમત ૧૦ —૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ) ૨) બેઉ હાથના અંગુઠા ખભાને અડકાડવા-

# જાહેર ખબર.

**સાતમીના અર્થ કિંમત ૧૦ આના** (જેની અંદર શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે, અને રૂઢ બન્ને રીતે; શાસ્ત્રીય પદ્ધતિથી સંપૂર્ણ વ્યુત્પત્તિ; કવિતાનું વિવરણ-સ્ફુટીકરણ; સમાસ પ્રકરણ; બારએલ્સની ડ્રિલ વગેરેનો વિસ્તારથી સમાવેશ કરેલો છે.)

**છઠ્ઠીના અર્થ કિંમત ૯ આના**—( જેની અંદર શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે, અને રૂઢ બંને રીતે; કવિતાનો અન્વય; સમજુતી; વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠના સાર વગેરે.)

**પાંચમીના અર્થ કિંમત ૮ આના**—( જેની અંદર અર્થ કવિતાની સમજુતી; વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠનો સાર; અપૂર્ણાંકના નિયમો; અઘરા શબ્દો; જોડાક્ષરો વગેરે.)

**ચોથીના અર્થ કિંમત ૭ા આના**—( જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; તમામ પાઠના સવાલ; પાઠનો સાર; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડ્રિલ; મુંબઇ ઇલાકાની ભૂતળ વગેરે.)

**બીજીના અર્થ કિંમત ૪ આના**—( જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠનો સાર; અઘરા શબ્દો; જોડાક્ષરો; બીજા ધોરણમાં કિન્ડરગાર્ટન પદ્ધતિ મુજબ શીખવવાની ભૂગોળ; ડમ્બેલ્સની ડ્રિલ વગેરે.)

**પહેલીના અર્થ કિંમત ૨ા આના**—(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; અઘરા શબ્દો; જોડાક્ષરો; ડમ્બેલ્સની ડ્રિલ; પાઠના સવાલ તથા સાર વગેરે.)

**બાળવર્ગની નોટ કિંમત બે આના**—(ખાસ બાગવર્ગના શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ માટે) (જેની અંદર મૂળાક્ષર શિક્ષણ; ત્રણ રીતે મૂળાક્ષર લખવાનો ક્રમ; કાના માત્રા વગરના બે અને ત્રણ અક્ષરના શબ્દો; કિન્ડરગાર્ટન પદ્ધતિ મુજબ બારાખડી શિક્ષણ, આંક, અર્થ, ગીત તથા કવિતાની સમજુતી, આંકનો ઉપયોગ, સરવાળાના, કોઠા, બાદબાકીના કોઠા, ડ્રિલ ગીત સાથે તેમજ સાદી, દડાની રમત, એકથી પાંચ સુધી ઉમેરવા તથા બાદ કરવા વિષે પાઠ વગેરે)

**અંકસૂચક મૂળાક્ષર કિત્તા કિંમત ૦। આનો.**

કન્યા વાચનમાળા પુસ્તક ૧ લાના અર્થ ૦-૪-૦
કન્યા વાચનમાળા પુસ્તક ૨ જાના અર્થ ૦-૫-૦
કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના અર્થ ૦-૭-૦



**બાળપોથીનો ડિકટેશન શિક્ષક બે આના.**

**પહેલી ચોપડીનો ડિકટેશન શિક્ષક ભા. ૧. બે આના**

**બીજી ચોપડીનો ડિકટેશન શિક્ષક ભા. ૨. બે આના**

**ત્રીજી ચોપડીનો ડિકટેશન શિક્ષક ભા. ૩. અઢી આના**

**ચોથી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ભા. ૪. ત્રણ આના.**

**પાંચમી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ભા. ૫. ત્રણ આના.**

**છગનલાલ મોતીરામ શાહ.**
**ગોપીપુરા-સુરત.**

# મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત

## લોકપ્રિય થઈ પડેલી અર્થની નોટો

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦-૨-૦ | સાતમીના અર્થ | ૦-૧૦-૦ |
| પહેલીના અર્થ | ૦-૨-૬ | પદાર્થ પાઠ ભા. ૧ લો | ૦-૩-૦ |
| બીજીના અર્થ | ૦-૪-૦ | પદાર્થ પાઠ ભા. ૨ જો | ૦-૫-૦ |
| ચોથીના અર્થ | ૦-૬-૬ | મૂળાક્ષરક્રિયા | ૦-૦-૩ |
| પાંચમીના અર્થ | ૦-૮-૦ | સુરત શહેરનો નકશો છપાય છે. | |
| છઠ્ઠીના અર્થ | ૦-૯-૦ | ચોર્યાસી તા. નકશો | ૦-૧-૦ |

કન્યા વાચનમાળા પુસ્તક પહેલાના અર્થ રૂ. ૦-૪-૦
કન્યા વાચનમાળા પુસ્તક બીજાના અર્થ રૂ. ૦-૫-૦
કન્યા વાચનમાળા પુસ્તક ત્રીજાના અર્થ રૂ. ૦-૭-૦

**બીજા ધોરણ માટે**

અંકગણિતનાં મનોયત્ન ચાર આના.



## ડિકટેશન શિક્ષક.

| | | | |
|---|---|---|---|
| બાળપોથીના | ૦-૧-૬ | ત્રીજી ચોપડીના | ૦-૨-૬ |
| પહેલા ચોપડીના | ૦-૨-૦ | ચોથી ચોપડીના | ૦-૩-૦ |
| બીજી ચોપડીના | ૦-૨-૦ | પાંચમી ચોપડીના | ૦-૩-૦ |

" મુખગણિત શિક્ષક "

દરેક ધોરણનો છુટો મળશે તૈયાર છે.

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક અઢી આના.

**છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત**